# અર્પણ પત્રિકા.

મહેરબાન. આશ્રયદાતા સદાશુભ ચિંતક.
જ્યોતિર્વિદ લજ્યાશંકર, કેશવરામ. (પાધ્યા.)
સ્થળ—પાટણ.

આપ વિદ્વાન વિદ્યાવિલાસી અને વિદ્યોત્તેજક છો તેમજ આપનો મારા ઉપર અતિ પ્રેમ અને હિતશ્ચિપણાની લાગણી જોઇ. હું "શ્રીસરસ્વતી સ્તવન" નામનું લઘુ પુસ્તક આપને પ્રિતિ પૂર્વક અર્પણ કરવા ઉત્સાહ ધરાવુંછું તો મારી લાગણી માન્ય રાખી સ્વિકારી આભારી કરશોજી.

લી.
આપનો ચર્ણરજ સેવક.
નાથાલાલ, ત્રિભોવન.

શ્રી સ૦ સ્ત૦ ક૦

( માલિની વૃતમ્. )

નથિ ગુણિ પદવિને, પામવા આશધારી;
નથિ યશ વિસ્તરવા, બુદ્ધિને મેં વધારી;
નથિ ઉર મદ ધારી, કાવ્યને તો સુધારી;
નથિ ધન મન લેવા, મેં મતીને પ્રસારી ૧

લી.
પુ૦ પ્ર૦ કર્ત્તા.

श्री.

# ॥ श्री सरस्वत्यै प्रसन्नोस्तु. ॥



( સ્રગધરા વૃત્તમ્ )

આરાધું અંબિકાને, અતિ કરિ કરૂણા, જેહ આનંદ આપે;
રાખી સ્હાયે સદાયે, જન મન ભયને સત્વરે માત કાપે.
અંબા અંબા ભવાની ભગવતિ ભવની, ભામિની ભક્ત જાયે;
સાચાં ચંડી ગણાધીપતિ કળિયુગમાં, દાસની પાસ આપે. ૧

## (૧)

## ( શ્રી જગત્પતિ—એ રાહ. )

શ્રી સરસ્વતી, માત તું ખરી;
વિઘ્નનાશ વિપદિ માત દૂરરે કરી. ( ટેક. )
માત સારદા દેવિ દયાળુ, ભક્ત ઓધારણ માય;
ચંડ મુંડ મહિષાસુર આદિ, દૈત્ય હણિ કરિ સ્હાય; શ્રી૦ ૧
અમે બાળકો તુજ ચરણમાં, નમીએ ધારી પ્રીત;
મ્હેર કરોને મયુર વાહની, માતુ મારી નિત્ય; શ્રી૦ ૨
સર્વ સ્રષ્ટીમાં સુખદ શ્રેષ્ટતા, જીભ્યાએ જ્યકાર;
મળે માન જગમાંહીં અમને, ભવસાગરથી તાર; શ્રી૦ ૩
નારાયણિ વિશ્વંભરી શંકરી, આરાસુરની રાય;
નવે ખંડમાં નામિક દેવી, સર્વ સ્થળ સોહાય. શ્રી૦ ૪
ભક્ત ઓધારણ દીન દયાળુ, આપ અશર્ણા શર્ણ;
" નાથાલાલ " નમે ચહિ નિત્યે, ચિત્તમાં ભક્તિ ચર્ણ. શ્રી૦ ૫

## ( ૨ )

## ( કર કરૂણા જગનાથ રંકપર. )

મ્હેર કરો મંમાય, બાળપર મ્હેર કરો મંમાય.
સંકટ સમયે સ્હાય. ,,
ક્રૂર કુદ્રષ્ટિ જાય, ,,
આ અજ્ઞાની, મંન પ્રમાણી, અતિ કૃપા મુજ ઉપર જાણી,
તુંજ ચરણમાં ખેંચજ તાણી
( હે ? માજી મને વિદ્યાભ્યાસમાં આશ્રય આપો ? )

આશ્રયથી કીજે સ્હાય ( ૨ ) બાળ૦
મન મલીનતા કાપી માયાળુ, વસો વારંવાર જીભ્યે દયાળુ
કામના પૂરણુ કીજે કૃપાળુ,
( હે ! ! જનુની મને જીવિતદાન આપો ? )
નમે સૌ, જનુની જગદંબાય ( ૨ ) બાળ.

( ૩ ) ( માઢ. )

સુણો સારદામાજી, અર્જ અમારી, બાળકને થા સાહ્ય
અમો આચારી, કહીએ પોકારી, કષ્ટ નિવારી. બાળક.
મયુર વાહની સંકટ સહુના, દયા થકી કર દુરઃ
કુર્કટ વાહની માતુ અમારી, વિનંતી ધરજો ઊર;
કરો સ્હાય અમારી, બાળવિચારી, કષ્ટનિવારી. બાળક.
આ અવનીમાં આધાર તારો, મ્હેર કરો મંમાય;
પર્મ દયાળુ પ્રીત ધરીને, બાળકને થા સાહ્ય,
લાગે છબી સારી, આનંદકારી, કષ્ટનિવારી. બાળક.
સાથ મળી સૌ બાળ તમારાં, ગુણુ હમેશાં ગાય;
કરજોડીને શેવક આજે, નમિ નમિ લાગે પાય,
જાઉં તુજપર વારી, લાજ વધારી, કષ્ટ નિવારી. બાળક.

( ૪ )

( ક્યાંથી આ સંભળાય મધુર સ્વર. )

મ્હેર કરો મંમાય સંકટહારી. મ્હેર.
આપ શરણુ હું આવી નમું છું,
પ્રણુમી લાગું પાય; સંકટ. ૧

વૃંદા સારદા દેવી કૃપાળું,
બુદ્ધિદાયક કે'વાય. સંકટ. ૨
સર્વ શિરોમણી, જગત જનુની,
સત્વર કીજે સ્હાય; સંકટ. ૩
આદી, અનાદી, અનુપ અવિચળ,
નામ તમારૂં માય; સંકટ. ૪
સકળ સમયમાં, સર્વસ્થળમાં,
"નથ્થુ"ની વારે ધાય. સંકટ. ૫

( ૫ )

( પ્રિતિના પંથનો ગ્રન્થ ગુંથેલો. )

સત્ય સરસ્વતી સાચી સમજીએ, સર્વ બાળક સમુદાય;
આ અવનીમાં આધાર તારો, સ્રષ્ટીમાં સુખદ ગણાય. ૧
શામ્ભવી શંકરી શ્રેષ્ટતા સર્વમાં, સ્થાપીત સારદા માય;
અખીલ આ જગમાં જીભ્યેજનુની, જલદી વસો જગમાય. ૨
આ જગ ખગમાં ઇશ્વરી આપે, અકળીત કીધી કૃપાય;
અતિ આનંદે શર્ણે "નથ્થુ" ને, જયકાર કીજે માય. ૩

( સાખી. )

અગમ નિગમ છો ઇશ્વિરી, અવિચળ આપોઆપ;
આદ્યભવાની આ સમે, સર્વ હરો સંતાપ.
શર્ણાગત ધારી, અરજી સ્વિકારી, શિઘ્રપણે કરો સહાય. ૪

( ૬ )

( નાથ નવ કરો વાત ઘર જવાનીરે. )

મા સરસ્વતી, અખીલ કૃપા ધારીરે,

શત્રુહારી, દુષ્ટમારી, મુરતીતારી, વર્ણભારી,
અતિ આનંદ કારીરે; મા સરસ્વતી.
મયૂરવાહની, વિણાવાઘ ધારીરે,
જગમાં માત, અતિ વિખ્યાત, વિઘ્નધ્રાત, સુખપ્રદાત,
અસુર નાશ કારીરે; મા સરસ્વતી.
કુંડળ કર્ણમાં, શોભતાં વશારે,
નાકે વાળી, અતિરૂપાળી, દીનદયાળી, ગુણશાળી,
સુંદીર મુખશશીરે; મા સરસ્વતી.
કીરીટ મુસ્તકે, શોભે સૂર્યતુલ્યરે,
શુભશ્રંગાર, દીસે અપાર, માને આ વાર, કહે ન પાર,
આવે કલ્પધારીરે. મા સરસ્વતી.

## ( ૭ ) દીંડી.

વંદુ વારવાર માતુ પ્રિતધારી, રક્ષા કરજો હો ? દયાળુ દેવી મારી;
મુખ ભાખુછું સ્તુતિ સદા તમારી, નાંખો દાસનાં દુઃખો સહુ વિદારી:
મયુરવાહની નિશુંભ શુંભમારી, નાંખ્યા દુષ્ટ ચુંડમુંડને સંહારી;
કરો વૃષ્ટી અમી સ્રષ્ટી માંહી સારી, સહુ સંકટો હરો હે માતુ મારી:
કરે શેવ બાળકો મળી હમેશ, તુજ ગુણનો ન પાર પામે શેષ;
કષ્ટ કોટી તો હર્યાં તમે અશેષ, જપે "નથ્થુ" તુજ નામમાં હમેશ;

## ( ૮ )

## ( તમે જાઓ ( ૨ ) નહીં કરશો વાર. )

જગમાંહી (૨) સરસ્વતી સાચી, દુઃખ હરી કરે સુખ રાચી:
ધરૂં ધરૂં (૨) ધ્યાન મન ધારી, પૃથ્વીમાં પાવનકારી.

છે વિશ્વમાં તારો વાસો, તુજ પાસે આવે દાસો,
કદી બાળકપર નહીં ત્રાસો;
સાચી તું માત પૃથ્થિ પ્રખ્યાત, દેવી સાક્ષાત,
ભક્તિ લઉં જાચી; દુઃખહરી.
કુડ કપટ અમારાં કાપો, સદ્‌વિધા અમને આપો,
વળી અભય વચન એક સ્થાપો,
કષ્ટ અમજાય, યશો વર્તાય, સમૃદ્ધી થાય,
ગાઉં ગુણુ જાચી; દુઃખહરી.

( ૯ )

( થયા છોરે પતિ તેજ પ્યારી. )

તમે છોરે શ્રી મયુર વાહિની, માત સારદા ખ્યાત
આપ કૃપાળી, દીસો દયાળી, સૃષ્ટીમાં સુખકાર
મુજમાટે, સીરસાટે, સહુધાટે, હિતવાટે,
રક્ષણુ કરજો દિન શેવકનું, ઉરમાં ટાળી ઉચાટ; તમે.
નમન કરતાં નમતો આવું, નિશદીન આણી પ્રેમ,
કરરહાયે, સુખ થાયે, દુઃખ જાયે, માકૃપાયે.
દોડી આવો દેવિદયાળુ, કુશળ કારિણી માત. તમે.

( ૧૦ )

( નમૂં પદે ગિરજાપતિને. )

સરસ્વતી નમિયે સુખદા,
રક્ષણુ કર્ત્તા સર્વ સૃષ્ટીમાં, મનમાં દેઇમુદા,
કરો કૃપા એવી કે જે, કષ્ટ નડે ન કદા; સરસ્વતી.

આપો અખંડાનંદ, કાપી ભવભય ફંદ,
કાજ કરો સુખકંદ;
ધનનન ધનનન ઘુઘર વાજે, મળી સરવ આનંદે;
દયા ધારી સુખકારી, ઝટહરો વિપદા; સરસ્વતી. ૧
આરંભેલાં કામ, કરો સફળ તમામ,
" નથ્થુરામ " ને દઇ હામ;
તનનન તનનન તાળ મૃદંગે, તજો સરવનાં દુઃખો;
પ્રિતી રીતે, ધરી ચિતે, રટું તુજને સદા; સરસ્વતી. ૨

## ( ૧૧ )

### ( નિચ થયા મુજ કુંવર હાય ! ! શું કરૂં. )

મ્હેર કરો મંમાય કૃપાળ કર ધરી; કર ધરી; દુઃખ હરી. સુખ કરી; મ્હેર.
વિનયે વિનતી કરૂં અનંત, ઊગારો આ શેવક રંક;
રોજ કૃપાળી કરો આનંદ દુઃખ હરી; દુઃખ હરી. સુખ કરી; કર ધરી: મ્હેર.
દીસો દયાળુ દેવી કૃપાળ, રાત દીવસ જપુ તુજ માળ;
પરદુઃખ ભંજન માત દયાળ દુઃખ હરી. દુઃખ હરી. (૩) મ્હેર.

## ( ૧૨ )

### ( આ રાજ કાજના કામ અમારા. )

જય આદ્યભવાની માત, કૃપાળી દીસે જગમાં તું;
છો " સરસ્વતી " સુખદાતા, સમરૂં સંકટ માંહે હું.
બ્રહ્મ કુમારી રંમ વધારી, અભય વચન તો આપો;
ભક્તો ધારણુ દરશણુ દઇને, સદાય સંકટ કાપો.
શ્રી...સરસ્વતી......નમ......શામ્ભવી... ) જય.

ચુંડ મુંડ મહિષાસુર આદી, અનેક તેહ અસુરો;
ત્રિશુળ ધારી તુજ કૃપાયે, નાશ થયા સૌ ક્રૂરો.
( એવી......દયાળી...દેવીને પ્રણામ...... ) જય.

( ૧૩ )

## ( નમિયે (૩) તમને હે સિધ્ધેશ્વરી. )

રટીએ રટીએ રટીએ તમને "શ્રી સરસ્વતી ;"
કષ્ટ હરી સુખ કરી દે, માતતું ખરી; રટીએ.
વિજય (૩) સ્થાપો શામ્ભવી સહી,
સરણુ આવી શિશ નામી સેવ તાહરી; રટીએ,
મ્હેર કરી મોહ ક્રોધને તું પરહરી,
રાખ્ય તુજ ચરણુ શરણુ "નથ્થુ"ને વળી; રટીએ.

( ૧૪ )

## ( ફટફટ નફટ અનાડી તુને ધિ:કાર ધિ:કાર. )

જયજય વિશ્વમાં વિખ્યાત, દેવિ પ્રણામ પ્રણામ,
દેવિ પ્રણામ પ્રણામ (૨) જય.
આપ આનંદી અખંડ દેવી, અમર કરો આ દાસ,
મયૂરવાહની માત મયાળી, પૂરો મનની આશ; જય.
દી કરજોડી દાસ તમારો, વિનવે માજી નિત્ય,
અખંડીત લક્ષ્મી દઇ દેવી, કામ કરો સૌ સિધ્ય; જય.

( ૧૫ )

## ( અશ્વ દોડાવી સહસ્ર ચલાવી. )

તું બ્રહ્માણી તું રૂદ્રાણી તું દેવાધી દેવ,

મયુર વાહનો કષ્ટનિવારી, કરૂં તમારી શેવ (ટેક.)
લક્ષ્મી રૂપે લાજ રાખવા તત્પર છો તૈયાર;
જનની રૂપે જીભ્યે વસતાં, સંકટ સહુ નિવાર. તું.
ઘનનનનનનન ઘોર ગગનમાં, ગાજત ગુંણુ ગંભીર;
સનનનનનનન સઘળે વ્યાપો, સૃષ્ટી સ્થળમાં સ્થીર. તું.

( ૧૬ )

## ( મારા ચતુર શિરોમણી ભાત. )

જયમાતંગી મંમાય, સર્વથા વારે આવજો,
સંકટહારી સુખ વધારજો, અંબામા દુઃખડાં નિવારજો,
મનવેગે વારે પધારજો,
તમે હરી સરવનાં દુઃખ, સારદા સ્હાયે આવજો; જય.

( ૧૭ )

## ( અહો પ્રિય વ્હાલી તું મારી.)

અહા ! ! છે સામ્ભવી સુખદાઈ
સુખદાઈ, જગમાઈ, છો ન્યાઈ. અહા ! !
આપ આનંદી અખીલ દેવી, નવે ખંડમાં નામીક એવી,
સદાદાસને સ્હાય કરંતી, પાપ ઓઘને દુઃખ હરંતી;
હ્રદયમાં રૅમ ધરો, વાહ ! વાહ ! વાહ ?
કષ્ટને કલ્પાંતહરો, વાહ ! વાહ ! વાહ !
તમ કુમતિ કાપી, સુમતિ આપી, દુઃખ હરો સુખદાઈ.

## ( સાખી. )

સજ્જનો કર શોભી રહ્યા, ઉર અનોપમ હાર;

( ૧૨ )

કુંડળ શોભે કર્ણુમાં, કેકી વાહન સાર.
ઇચ્છા ધારી આપછો વારી, વારી,
કરૂં શેવા તાહરી, જારી, જારી,
ધન્ય દેવી,...જગ એવી......સહુશેવી,
જગમાઈ,......છોન્યાઇ,........અહા ! !

( ૧૮ )

( સોન સમોવડ નથી નૃપ જગમાં. )

ભર્ત્ત ભૂમીમાં ભાળું સઘળે, સરસ્વતી સાચી,
ભક્તાની ભીડ ભાગ્ય દેવી, વિશ્વમાં વિખ્યાતી એવી,
આપશે અંમર સુખરાચી; ભર્ત્ત. ૧
મ્હેર ધર મૂજ ઉપર આજે. અવિચળ સેવક શિર છાજે,
નમનથી આપ શરણુ જાચી. ભર્ત્ત- ૨
મોક્ષદા માતંગીની પાસ, ભાવથી ભજીએ ધારી આશ;
દાની તું દયાળ છે પ્રાચી; ભર્ત્ત. ૩

( ૧૯ )

( નમેલી ઝુકેલી નારી. )

ખરી દેવી ખગમાં, જાણો એને જગમાં;
સારદામા સુખકારી છે;
માને એને મોટાજન, નમે આવી નિશદન;
રટત રટત દુઃખહારી છે.
જયકારી...જયકારી......જયકારી છે,
દુઃખહારી......દુઃખહારી......દુઃખહારી છે.

કૃપાધારી છે, ભયહારીછે; સારદ.

જાડિવારી...છબી સારી...બહુ બારી...અમર ધારી; ખરી.

( ૨૦ )

( નંદીના સ્વાર તુને વંદી. )

વિશ્વ વિખ્યાતિ દેવી વંદી વિનવુંહે ! !

મ્હેર કર......મ્હેર કર......મ્હેર કર......મ્હેર.

જ......ય......જ......ય......વિ૦

વિનય વિનય વાર, અરજ અરજ ધાર,

સંકટ સંકટ હાર, કુમતિ કુમતિ કહાડ,

ઇશ્વિરી અખિલા ધાર, ગુણ તણાં તો ભંડાર,

પાપી પાખંડીને માર, શત્રુને સદાસંહાર,

દાસની દયા વધાર, કલ્યાણી કૃપાજ ધાર

ધાય......ધાય........ધાય........વિ૦

( ૨૧ )

( યત્ન કરૂંછું સ્વદેશ અંદર )

માતંગી મમ માત તાતને, જગમાંહે છો વિખ્યાતી;

મોક્ષદાઈ મંગળકારી મા, સંકટ હરણી પ્રખ્યાતી.

તુને વાર વાર નમું, નારાયણી સુખકાર,

નિશ દીન દાસને તું, વાણીની દેનાર;

નમૃતાથી " નથ્થુ " નમે, સ્તુતિ તું સ્વિકાર. મા૦

( ૨૨ )

( વિચાર મેરી પ્યારી. )

સ્વિકાર માત બાળા, બાળકની સ્તુતિ સ્વિકાર;

બ્રહ્મ કુમારી દીસો દયાળી, કૃપાળી આપ અપાર. રિવ૦
વાણી વિધાતા ભોળી ભવાની, બ્રહ્માંડની સુખકાર. રિવ૦
આવ્યો અનુચર આપ શરણુંગાં, સુબુદ્ધિ સદાવધાર. રિવ૦

( ૨૩ )

( કરૂં જગમાં યારીરે. )

સહૃ મતિ સ્થાપો આદરે.
રિદ્ધિ આપો સિદ્ધી આપો, લ્હૅરજ આપો, કષ્ટજ કાપો,
લ્હેર, લ્હેર, લ્હેર, માગું લક્ષવસા લ્હેર,
દિન થઈ દાસ રૂપે તુજ ગુણગાઉં. મતિ.
અભય વચન દો અંમર થાવા, જયકારી છો મા જગ ત્રાતા,
જય જય જય કહું નિરખતાં જય;
તેજ તુજ શશિ તુલ્ય જોતાં હરખાઉં. મતિ૦

( ૨૪ )

( શું ? નટવર વસંત. )

અહા ! ) સારદા સેવા મન ભાવી રહી.
ભાવી રહી, મન ભાવી રહી........અહા ! !

( સાખી )

" વિજય કીજે વિશ્વેશ્વરી, વશી સરવમાં વાસ;"
" પૃથ્વિમાં પ્રત્યક્ષ છો, પૂરો મનની આસ."
માહેશ્વરી મોક્ષદાઈ મયાળ છો,
પાદર વિદે પ્રણામું અહીં...........અહા.

( સાખી. )

સકળ અહા ? સંસારમાં, આપ તણો આધાર;
લઘુ જોબન વૃદ્ધ વય મહી, નિત્ય નમે નરનાર.
ચંપો ચંએલી દાવદી, મન ચાહુરે,
કેશર ચંદન ગુલાબ તુને રચાવુંરે.

( સાખી. )

ધર્ણીમાં ધન્યવાદ છે, "સરસ્વતી" શુભ નામ;
શિખિ વાહનપર સહી, બેઠી દે વરદાન.
સ્નેહે સ્વિકારો સ્તુતિ આ સેવકની, કૃપા કરી કષ્ટ રાખો નહિ.
રાખો નહિં, માજી રાખો નહિં..............અહા ! !

( ૨૫ )

( પૂનમચાંદની. )

નયણે નિરખો સાચીમાતા "સરસ્વતી"રે
જેનું પ્રાક્રમ છે વેદે વિખ્યાત
આવો બેસો ગાઓ ગુણુ ગીરજાતણારે (ટેક.)
ગોખ જોખમાં ચાચરના ચોકમાંરે,
ગાજે ગનનન ગગનમાં માય. નયણે.

( સાખી. )

કેકી વાહન રાજતી, વિંણા પુસ્તક પાંણુ;
અક્ષમાલ ધારી કરો, વહાર સાર નિરવાણુ,
એવી કમંડળ જળથી, દાનવ મારતીરે;

ખલકમાંથી ખળને ખોળી ખોળી ખાય,
જેકો શરણે આવે, તેને તો સંભાળતીરે.
જેને ભાવે ભજતાં, ભવનાં સંકટ જાય. નયણે.

( સાખી. )

આનંદી દે અભય પદ, રાખીને નીજ પાસ;
ભક્તિ મુક્તિ સુખ સંપતી સંતતી આપે ખાસ.
ધનધન નોધારાંનાં આધાર, છો માવડીરે;
અમને અવનિમાં કરજો મા પ્રખ્યાત.
" નથ્થુરામ "ની જાણીને શેવા ભાવનીરે,
બાંને કરી પત રાખો બાળામાત. નયણે.

( ૨૬ )

( મહેતાજીરે શું મહીં મૂલ. )

જગ જનુનીરે સારદ માતા મ્હારી, મને પામવા ભક્તિ તારી,
તુ કૃપા કરીરે સદ બુદ્ધિ દે સારી, નવ નડે કુબુદ્ધિ નઠારી. (ટેક)

( ઝુલ. )

માને વાહન હંસ રૂપાળોરે (૨)
વળી માળ મુક્તા કંઠ બાળોરે (૨)
રંગે સ્વેત અંગે રઢીયાળોરે (૨)
એની ચાલનીરે, ગતીને જાઉં બલિહારી; મને૦
શુક્લાંબરરે અંમર બેઠી ધારી; મુક્તિ કર પર જાઉં વારી;
૧શશી હસ્તેરે વીણા જંત્ર વિચારી, દુજેકર પુસ્તક ધારી,

( ઝુલ. )

ત્રિજે પાણી અક્ષયની માળારે (૨)
ચોથે દેવી દે વર બાળારે (૨)
સ્નેહે બાળાને ક્રોધે વિક્રાળારે, (૨)

છે ગુમજરે, લક્ષ્મિ તું સુખકારી;.................... મનો૦
નૃત્ય ગાયનરે વિશે વિણાને ઉતારી, ફરે હરખે બ્રહ્મ કુમારી,
સ્વર્ગ મૃત્યુરે ને પાતાળે પધારી, જે નિશદિન ભાળ લેનારી.

( ઝુલ. )

તારી અકળ કળા છે અપારરે (૨)
કકેશવ ભવ પામે ન પારરે (૨)
તેમાં માણુસનો શો ભારરે (૨)

એવું જાણીરે, મુકે મદ અહંકારી;.................મને ૦
કમળાનુંરે જોર ન આગળ તારી, લેખે ચિત્ત બુદ્ધિ વિચારી,
શ્રી સદનમાંરે, છતાં કૃપાન તમારી, તો ચપળા ચાલિ જનારી,

( ઝુલ. )

મૂર્ખ માધ સરીખા કીધારે, ( ૨ (
જેણે શેવીને શુભ યશ લીધારે, ( ૨ )
એતો પુસ્તક પેખ્યા પ્રસિદ્ધારે, ( ૨ )

મુજ આશારે, પુરી સુખે રાખ હારી;.......મનો૦
છો મુજનેરે અલબેલી મા પ્યારી, મુકશો મુજને ન વિસારી,
દે બુદ્ધિરે તો ગુણગાઉ ખુંખારી, નથી મુજફિર મતી લગારી.

( ઝુલ )

સુણી દીનની વીનય વાણીરે, ( ૨ )

વર આપી મુકોશીર પાણીરે, ( ૨ )
લ્યો સંભાળ બાળ તમ જાણીરે, ( ૩ )
તું બાળારે ત્રુઠમા પ્રણમું પુકારી;...........મને૦
જય જનુનીરે સારદામાતા મારી, મને પામવા ભક્તી તારી.

## [ ૨૭ ] ( કેકીનીસારદા છંદ )

સારદા સર્વદા ટાળિને આપદા, શુદ્ધવિધા દિજે મુજને માત;
તેની સાથે અખંડીત દઇ લક્ષ્મિ તું, દીનની દીલમાં ધારીને દાદ.

## [ ૨૮ ] ( ત્રોટક છંદ )

શુક્લાંબર અંબરને ધરતી, શુભ વાહન શીખિતણું કરતી;
ફરતી કરૂણા કરતી સરતી, ભરતી ભય શેવકનાં હરતી. ૧
નરતી બુધને સહસં હરતી, ધરતી તળને નભમાં ગરતી;
મન મોદથિ વેણુ વગાડી સતી, ન ગતી તુજની કળિ કોથી જતી. ૨
મતિ મૂઢ બને અતિ ગૂઢ કવી, તુજ રેંમનિ દ્રષ્ટ સમેજહવી;
વરતી નરતી સરતી તનથી, તુજ પંકજ પાદ રહે મનથી. ૩
વિધિની તનયા સુણ સારદતું, લઘુ બાળનિ આશ દયા દીલશું;
લઈ લક્ષવસા વિમલી બુધને, અરપી કરપી ઠધરી બુધને. ૪
જગદંબ અનાદિ તુંછે વકતા, સુભ સાવિત્રીમા સરદા દુહિતા,
અગણીત ગુણો નહી પારદીસે, ભરિ ચંચુ દધી (થી) સુખી પંખી રહે ૫
વળી ગાયનમાં ગુણવાન અતી, જતિ નારદ ભ્રાત વિશેષ મતી;
શુભ લોક તણે અરથે ભુનગે, લઇ વેણ ફરે વિધિજા સસુખે. ૬
નરનારી વિચારી સુજ્ઞાન વડે, તમને ભજતે દુઃખ ત્યાંન અડે;
ભય મોચન લોચન સુખ દિયે, મરણાન્ત સમે સરણેજ લિયે. ૭
નહિ દાસનિ આશ વિછેદ કરો, દઇ વાણિ પ્રસાદ નિવાસ ધરો;

નવનીધ વસુરિધ આપ ભરો જય કીર્તી અતિ જગમાં વિચરો. ૮

## ( ૨૮ ગરબો. )

**(દિસો છો શબ્દ થકી શાકાર શીવજી સહેરીયારે એ રાગ.)**

જેજે કન્યા બ્રહ્મ કુમારી, બાળા સરસ્વતીરે,
તારા ગુણ ગાવાની ભારી, ઉર ઇચ્છા થતીરે. ટેક
માંરી મતી અલ્પ પ્રમાણે, બાળા સરસ્વતીરે,
ગરવા ગુણ ગાઉં આટાણે, બાળા૦ ૧
શ્વેતાંબર તું બેઠી ધારી, બાળા૦
કરી છે હંસ ઉપર અસવારી, બાળા૦ ૨
ગજની સુંઢ સમાકર ચાર, બાળા૦
અંગે સોળ સજ્યા શણગાર બાળા૦ ૩
પુસ્તક વિંણા અક્ષય માળ, બાળા૦
અંકુશ શોભે ઝાક ઝમાળ; બાળા૦ ૪
ચારે હસ્ત વિષે એ વસ્ત, બાળા૦
કાયા કમળ સમાંત સમસ્ત; બાળા૦ ૫
તુંછે કોવિદની કુળ માતા, બાળા૦
ઇશ્વરી અખંડ આદ્ય વિધાતા; બાળા૦ ૬
તારી રેંમે મુરખ જંન, બાળા૦
થાયે પંડીત જગ પાવંન; બાળા૦ ૭
કાન્તિ કોટી શશી સમછાજે, બાળા૦
તમારો વિજય જગતમાં ગાજે; બાળા૦ ૮
ભકતો કેરી કરોછો સ્હાય, બાળા૦
સહુ સેવક લાગે તુજ પાય; બાળા૦ ૯

દીન દીન દયા અધીકી ધારી, બાળા૦
રૂદયે રાખો વિનતી મારી; બાળા૦ ૧૦
એક ચિતે જે ગરબી ગાશે, બાળા૦
તેને સારદ* પરસન થાશે; બાળા૦ ૧૧

**[30] ( ગરબી-બાળી બહુચરાનો દરબારરે. )**

નમું "સરસ્વતી" માત સુખકારરે, આજ પધારીરે
આપો વાંણી અવીચળ સાર, ટેક જોઈ મારીરે; (ટેક)
હું તો ભજાછું શુકલ વર્ણિ માતરે, બ્રહ્મ કુમારીરે;
કરો જીભ ઉપર તમે વાસ, મ્હેર લાવી ભારીરે. નમું. ૧
વિણા પાણીની વાંણી મધુરરે, દાસ દુઃખ હારીરે,
જોગમાયા છો વેદ વિખ્યાત, સદા સુખકારીરે. નમું. ૨
ફરો ત્રિલોક માંહી માતરે, કરી મોર સ્વારીરે;
કરો અગ્નતા ઉરથીદુર, આફતો ઉગારીરે. નમું. ૨
અરી ભારી ભયો દેણુ ભૂરરે, તેહને વિદારીરે;
સંપ સંપતી સંતતીપુર, દે એ કૃપા તારીરે. નમું. ૪
દીન દાસની આનંદ ભેરરે, વિનતા સ્વિકારીરે;
કરો સદાય લીલ્લા લ્હેર, જાઉ બલીહારીરે. નમું. ૫
કરે ગાન સુણે કાન દેઇ માનરે, પ્રેમ મન ધારીરે;
તેને સારદા દે વરદાન, શર્ણુ હિતકારીરે. નમું. ૬

**[ 31 ] ( શ્રીમંત સયાજી નૃપ શૂરારે. )**

છો કૃપાળુ બ્રહ્મ કુમારીરે છો૦
સદબોધકને છો, અસુર નાશ કરનારીરે છો કૃપાળુ૦ ૧

---

* સારદા.

વિજયી દિજે ગુણજ્ઞાન, સ્તુતિ સુણી કાન,
મહીમાં માન, કષ્ટ હરનારીરે. છો૦ ૨
સુખદાન ધ્યાન આવાર, સ્તુતિ સુણીસાર,
બાળપર પ્યાર, " નથ્થુ " સુખકારીરે, છો૦ ૩

**[ ૩૨ ] ( ચટક લટક સટક તેં આ ઘટમહીં ઉતારીરે. )**

રટત ધરત ધ્યાન બાળા, બ્રહ્મની કુમારીરે; સુખકારીરે.
સરરરરર સઘળે વ્યાપો, દાની તું દયાળીરે; દુઃખહારીરે.
ભક્તની પાળક ટાળક દુઃખની, ભારી શોક હારીરે; વિણાધારીરે.
દુર કરીને દુષ્ટજગમાં, બેઠી તું કુમારીરે; જાઉંવારીરે.

## (આરતી.)

### ( જય આદ્ય શક્તિમાં જય. )

જય સારદા માતા (૨) સુરીનર મુનીવર સરવે ગુણ તારા ગાતા. ટેક.
પ્રબળ પ્રતાપ પ્રવેશ, બાળા બહુનામી મા બાળા.
અતળ વિતળ પાતાળે, બ્રહ્માંડે જામી; જય. ૧
મતવાળી માયાળી, ગુણવાળી ગિરજામા, ગુણવાળી.
વિદ્યા દેવી દાતા (૨) છળયે વસ વિરજા; જય. ૨
કુંડળ શોભે કાન, હીરાની વાળી, મા હીરાની.
મુક્તી કર પર વારી (૨) ધનધન બલિહારી; જય ૩
મૂઢ મુરખને માપ, તમ શરણે રાખો મા તમ શરણે.
શ્રી જયકારી સરવે, (૨) દુઃખડાં સંહારો જય. ૪
રવિસમ દિસેદ્યોત, સ્વરૂપશી ? શોભા. મા સ્વરૂપ.
ગાજંતિ સહુ સ્થળમાં (૨) સ્તવે સરવ દોષા; જય. ૫
ઘરણુવ તુજ વિશાળ, નવ પામે પારેમા નવ પામે.

કરૂણા કર કાત્યાઈનિ (૨) રક્ષણથી વારે. જય. ૬
તારો ભવ સંસાર, નારાયણી નામે મા નારાયણી.
થાપો સેવક નામે (૨) લાજ રહે ઠામે; જય. ૭
લક્ષ્મીદે દાતાર, ટાળી દુઃખ સઘળાં મા ટાળી દુઃખ.
ઢીકર જોડી સરવે (૨) બાળનમે પળમાં; જય. ૮

## ( સૌભ્યગ્ય મંગળસ્તોત્ર. )

### ( ૩૪ વસંત તિલકા વૃતમ )

હે કાન્ત ભર્તૃ શિરના મણિ તુલ્ય માણી;
દાતાર શાન્ત સહુ દેવથી શ્રેષ્ટ જાણી;
બ્રહ્મ સ્વરૂપ તમને ગણિ પાય લાગું;
પ્રાંણાધિ દેવ સતિના તમ શેવ માગું; ૧
છો પુજનીક નમવા રૂદયે રહેવા;
આધારજો ઉતરણા નમું નાથ એવા;
ભૂતાત્મ પંચ અધિ નેત્રજના પ્રકાશી.
કાન્તા કળા વધુ કરા સુખનંદરાશી; ૨
સ્વામી વિધી હર હરી પતિ નિર્ગુણાત્મા;
આત્મા પરં સતતબ્રહ્મ નમું ચિદાત્મા;
જાણે અજાણ ભુલ જે થઈ હોય મારી;
માફી કરો ગણિ પ્રભૂ અબળા તમારી; ૩
સાથી સદા સતિ તણા, કુરૂણાબ્ધિ સ્વામી;
દાસી ગુના દુર કરો કહું શીશ નામી.
આ સ્તોત્ર પુણ્ય ફળદા જગ પ્હેલ બ્રહ્મે;
સાવિત્રીને અરપિયું સુખ સાજ રંમ્યે. ૪

તેતો પઠિ દિન પ્રતી પતી ચર્ણ ચ્હાયે;
ઉમા ભવાની શિવને સમરી સદાયે;
તેવી રીતે મુની જનો નિજ નાર પાસે;
આનંદથી વદિ રહ્યા સુખ ભોગ આશે; ૫
ને વિશ્નુયે દધિસુતા સમિપે કહ્યું છે;
સ્વામી વશીકરણ ઉત્તમ એ લહ્યું છે;
દેવાંગના ભણી વદે નિજ નાથ આગે;
પત્ની ચહે પ્રીત ધરી પતિ ભક્તિ ભાગ્યે; ૬
જે કોઈ આ રસિક સ્તોત્ર કરે વિચારી,
કે સાંભળે પતિવ્રતા અતિ હર્ષધારી;
નારી નરો પઠન સ્તોત્રનું જો કરે છે;
ઇચ્છેલ કામ પરિપૂર્ણ થતે ફરે છે; ૭
વન્ધ્યા તણે ઉદર પુત્ર વિવૃદ્ધિ થાશે;
દારીદ્ર દુઃખ સઘળાં જલદી પળાશે;
બંધીજનો તણિ તદા ટપ બેડિ તૂટે;
સિંહે ગ્રહેલ નર તે પણ સઘ છૂટે; ૮
પામે પ્રતાપ અધિકો પતિ પ્રેમ પ્યારી;
"**લજ્યા**" તણી શિખ સદા મનમાં વિચારી;
ને ભૂતવર્ત ભવિસ્યાદિક જાણનારી;
થાતાં ચતુર્થફળ તે પણ પામનારી; ૯

[ ૩૫ ] ( દોહરા. )

પતીવ્રતા જે પ્રેમથી, ભણે સ્તોત્ર ધરિભાવ
પ્રાણ પતીને વશ કરે, લે લાખેણો લ્હાવ; ૧

દંપતી સુખ સાગર મહીં, મોદ કરે નિરધાર
લજ્યારામ પ્રભુ કૃપા, પામે તેજ અપાર; ૨
લી. કે. જો.

---

### (૩૬ ગાઓ આનંદે સહુ આજ પ્રભુ નામ મહીમાને.)

ગાઓ સખીઓ સરવે સાથ, ખરીમા સારદને;
થઇ બેન કૃતારથ આજ, ખરીમા સારદને.
આ દુર્બળ જે દુનિયા લાગે, કઠીણ વખતમાં આજરે;
ઇંદ્રની વૃષ્ટી અસ્ત થઇને, રૈયત લાજે આજ. ખરીમા.

( સાખી. )

અતિ ઘણા આ કોપથી, દુઃખ દુઃખ કરે પોકાર;
અન્ન પાણી વિણ ટળવળે, કૈંક ધરાપર ધાર;
ન્હાંના મ્હોટાં નવલખ શહેરો, ઉજડ ઉણુની સાલરે:
ત્રણકણ કેરા સાંસા પડતાં દુર્દર્શિ બેહાલ. ખરીમા.

( સાખી. )

કુહાડી કરવત થકી, ક્રોધ રૂપી વિક્રાળ,
ઘાય થતા વૃક્ષો વિષે, તેજ જુઓ તતકાળ,
કલ્પ તરૂનો નાશ નિરખતાં, હાહાકાર ગણાયરે,
બહુ બહુ પ્રાણી ભૂખે મરતાં, લાસ ઘણી અથડાય; ખરીમા.

( સાખી. )

પંચાવનના જોરથી, શુષ્ક કાળ કહેવાય;
છપન કેરી સાલમાં, પ્રથક પ્રથક પ્રસરાય;
કળિયુગ કોપે લાજ લોપે, કઈ નહિ આધારરે;
છપન સાલે દુઃખ દરિયાથી, સારદ આવીતાર; ખરીમા.

( સાખી. )

વિધીની તનયા તું સદા, જગત્રાતા સુખદાય;
સર્વ સ્થળ વ્યાપીક છે, ગુણનીધી ગીરજાય.
તુજ અવરકો નહિ જગમાંહી, બાળા બ્રહ્મ કુંમારીરે;
ભક્તિ મુક્તિ સુખ સંપતિમા, સંતતી આપોબારી. ખરીમા.

( સાખી. )

ભવતારક તું ભગવતી, જીવન મુક્ત કરનાર;
દુ:ખ હરણિ જયકાર છો, સમય સુચક ગુણસાર.
દ્દીકર જોડી દાસ નમનને, સ્વિકારજો સુખકારરે;
જય જય જય જય પ્રણામ તમને, નોધારાં આધાર. ખરીમા.

**(૩૭) ( લોચન રસીલાહો મોહન રંગીલા. )**

સંકટહારીને સદા વિનવતાં, માયાનાં બંધન ખાળીએ;
વિંણાધારી મા વિશ્વે વિખ્યાત છે, ભરી નજરથી ભાળીએ.
એ છે કૃપાળી દયાળી સુદેશમાં, રૂદે રટો વીધાતને
દાતા દયાળ શ્રી સારદા માત છે, આવે ભજો ધી [૧]પ્રદાતને
આપશે અંમર આયુષ્ય હરી પાપને
પ્રિતથી પ્રણામો કૃપાળુ માતને
સદ્ધી સુધારક સ્નેહિ તું સાચી
મ્હૅર કરો મમ ઉપર રાચી
શર્ણાગત તમ અંતર જામી
આવી અખિલ અચળ નમામી
" નથ્થુ " વદે નિત્ય આનંદી નામને, આ ભવદાસને પાળીએ. સં.

---

૧ બુદ્ધિ.

## (૩૮) ( વખત વિચારો શ્રીહરિ. )

સંકટ હારી માત નમુ હું પ્રિત ધારી, પ્રિત ધારી.
નારાયણી દુર્ગાય દીસોછો દુઃખ હારી
તમ મ્હેર થકી મંમાય, જગતમાં સુખકારી
એમ ધરી સદાયે પ્રીત, કષ્ટને સંહારી સંહારી;
હરી સર્વનાં દુખ (૨) વિઘ્નને વિદારી, વિદારી.
કેકી વાહનસાર શોભે છે બલિહારી.
ભજુ ભવાની માત, આદ્ય અખિલ ઇશ્વરી;
વિણા વાદ્ય ધારી, સુખ સંપતિ અતી ભારી.
હર્ષ ધારી માત નમુ, નિત્ય ઉર ધારી;
આધનાં અપાર દુખ, દ્રષ્ટીથી નિવારી.
કષ્ટ કુમતિ નાશ (૨) સદાયે સંભારી, સંભારી;
ધરો હૃદયમાં વાસ, ભક્તિ મુક્તિ ધારી;
સંતતી આપો ખાસ, (૨) ભક્તની ભિડ ભાગી, ભીડ ભાગી.
નહિ કરો પળવાર, દાસ કર સુહાગી, સુહાગી.
વળી ક્રુર જે કામ (૨) વિદારો બહુ નામી, બહુનામી.
શાન્ત સૌમ્ય તમ સ્હાય, કરો અન્તરજામી.

[ ત્રોટક. ]

તનમાં મનમાં ધનમાં વસતી, શુભ વાહન શીખિ તણું કરતી;
અતિ આનંદ કંદ અનંત ભરો, નથુનાં હરી કષ્ટ સુખીજ કરો.
જય બ્રહ્મ કુમારી સુદેવિ વડી, વિનવે નીજ બાળક પાય પડી.
મુને મોક્ષદા માય (૨) હવે તું સુખકારી, સુખકારી.
સ્હાય કરો સૌ ઠામ, અરજ આ સ્વિકારી.

## श्लोक.

शुद्धां ब्रह्म विचार सारपरमा, माद्यां जगद्व्यापिनी ॥
विणापुस्तक धारिणीमभयदां जाड्याध्र कारापहां ॥
हस्तैःस्फाटिक मालिकां विदधतिं पद्मासन संस्थिताम् ॥
वंदेत्वां परमेश्वरी भगवति बुद्धिः प्रदांसारदाम् ॥१॥

[ ૩૯ ] ( અર્થ. )

( હરીગીત છંદ. )

શુભ આતમજ્ઞાન વિચારનાર,
સુશ્રેષ્ટ આદ્ય જગતમયી;
કરધારી વિણા વાદ્ય પુસ્તક,
તમ જડત્વ હરે સહી.
કરમાં મણીની માળ અંબુજ,
આસનેજ બિરાજતી;
નમિયે સુખદ મા સારદા જે,
રસીક રસના છાજતી. ૧.

[ ૪૦ ] ( મનહર. )

નથુરામ, ત્રીભોવન, તનુજ હું નામ જાણો;
ઉદિચ્ય દ્વિજોમાં ખુદ, રાવળ વિખ્યાત જે.
ગૌતમ છે ગોત્ર ત્રણ, પ્રવર માધ્યંદિનિયે;
યજુવેદ ખોકરડું, ગામ અમખ્યાત છે. ૧



(છત્ર પ્રબંધ.) (મનહરછંદ.)



अ

ની ति યે

જુ લ્મ ओ ક રે

ન ઉ દ र ભ્રા તે આ

જર રો જર એ छ દા શે જી વ

અ ક ળા ય છે द રે ક પ્ર સ ગિ

બા ળ લ ગ્ન નિં સ र સ બૂ ક નિ શા સ

મે તા ણિ સ્થ ળ તે હ नुं ન ક્યાં ય છે ખૂ બ ખો

ળી થા ક્યો પ ણ પ ત્તો ન ज લા ગ્યો એ નો પા ર કી ચો

પ ડિ ની ચિં તા ઉ રે અ થા ग છે ના શી ને ક્યાં જા ય ન ર

ન મુ પ ક मां મા ની બી કે

ज

णा

य

छे

पा

ट

ण

गु



# નીચે લખેલી બુકો અમારે ત્યાંથી રોકડી કીંમતે મળશે.

( માઢ. )

સુણો સ્નેહી અમારા કોવિદ પ્યારા શાન્ત સુધીર સુ જાણ. ટેક.

( સાખી. )

ગ્રંથા વલોકન કરશો પ્રિતે, સેવકે કીધા જેહ
" **જાળેશ્વરનું માહાત્મ** " સટિકા, ગાયન સાથે તેહ; સુણો. ૧

( સાખી. )

" **શ્રંગાર સુંદરી** " મૂળની સાથે, સંગીત જ્યોતિષ ગ્રંથ
કાળીદાસે કીધેલ પ્રેમે પ્રસિધ્ધ કિધો છે પંથ; સુણો. ૨

( સાખી. )

" **ગણ્ડકીઆખ્યાન** " માંહે પ્રગટ છે, શંકર વિષ્ણુ ચરીત્ર
શાલિગ્રામની ઉત્પત્તિને, વિમળ વાત વિચીત્ર; સુણો. ૩

( સાખી. )

" **શ્લોકાર્થ રત્ન માલિકા** " નામે, ગ્રન્થ નીતી ભરપુર;
અર્થ અનુપમ રાગ રાગિણી, ગાયને હર્ષદેપૂર; સુણો. ૪

( સાખી. )

"**શ્રીહીંગલાજ ભવાની કાવ્ય**" ને "**સત્ય પ્રપંચ સંવાદ;**"
"**સતિશાન્ડિળી ચરીત્ર નાટક**" હિમન્ત્રીજે વિભાગ; સુણો. ૫

( સાખી. )

આદી હવે પછિ પુસ્તક થાશે, પ્રસિદ્ધ રે'મથી ઇશ;
" લજ્યારામ " નમે ગુણિજનને, સ્નેહે નમાવી શીષ; સુણો. ૬

( સાખી. )

ઈષ્ટાંગા હિંગળાજ ભવાની, રક્ષણ કરજો રોજ;
દુરજન દુષ્ટને ખંતથી લેજો, ખપ્પરમાં કરી ખોજ; સુણો ૭

પાટણ (ગુજરાત) } લી. જ્યોતિર્વિદ.
**લજ્યાશંકર કેશવરામ પાધ્યા.**

# અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર સદ્દગૃહસ્થોનાં મુબારક નામ નિચે પ્રમાણે.

## સ્થળ અમદાવાદ.

૨૫ રા. રા. રતનલાલ કેશવલાલ.
૧૦ રા. રા. હરગોવિંદલાલ, જેશંગલાલ ( મારફત ) બારોટ.
૬ રા. રા. બાપુજી રધાજી ( ધી ઇન્ડીયન કલબ.
૨ રા. રા. રૂપાજી હીરાજી.
૨ રા. રા. સના જેઠા
૧ રા. રા. નારણલાલ જેશંગલાલ.
૧ રા. રા. ભાઈશંકર કૃષ્ણારામ ( કારકુન )
૫ રા. રા. બેહેચરલાલ રણછોડદાસ
૧ રા. રા. મણીલાલ ત્રિકમદાસ. (મારફત) મુ. મુંબઈ
૧ રા. રા. પરસોતમદાસ મગનલાલ સોની.
૧ રા. રા. વિરચંદ મગનલાલસોની
૧ રા. રા. વિઠ્ઠલદાસ અમુલખ "
૧ રા. રા. મણીલાલ ઘેહેલાભાઈ"
૧ રા. રા. બાપાલાલ મગનલાલ"
૧ રા. રા. મથુરલાલ ગોપાલદાસ"
૧ રા. રા. ગોકળદાસ રણછોડ "
૧ રા. રા. છોટાલાલ મો'કમચંદ"
૧ રા. રા જગનાદાસ જગજીવનદાસ."

## (પાટણ.)

૧૦ રા રા. ઝુમખરામ ઇશ્વિરદાસ.
૫ રા. રા. મોહનલાલ મહાશંકર ગ્રાન્ટશાળાના મુ. મે. (મારફત)
૫ રા. રા. મોહનલાલ વલ્લભરામ ગ્રા. શા. મુ. મે.
૨ રા. રા. મણીલાલ ગોપાળજી માસ્તર.
૧ રા. રા. હાલાચંદ નાગરચંદ શાહ
૧ રા. રા. જીવાચંદ મો'કમચંદ "
૧ રા. રા. મણીલાલ દુરગાશંકર માસ્તર.
૧ રા. રા. ચુનીલાલ ફુલચંદ શાહ.
૧ રા. રા. મણીલાલ રતિરામ.
૧ રા. રા. રેવાશંકર (અને) નાથાલાલ. ગ્રા. શા. મે. (મારફત)
૧ રા. રા. ત્રીકમલાલ નગીનદાસ.
૧ રા. રા. ફકરોદીન શાંતીમીયાં. ઇનામદાર.
૧ રા. રા. જીવાચંદ દોલાચંદ.
૧ રા. રા. લહેરચંદ કસ્તુરચંદ.
૧ રા. રા. ડાહ્યાશંકર રણછોડ.
૧ રા. રા. આત્મારાંમ મંછા.
૧ રા. રા. બાપુ લાલભાઇ.
૧ રા. રા. મણીલાલ છોટાલાલ
૧ રા. રા. પ્રેમચંદ ઉજમચંદ.

૭ રા. રા. શવાજી રામાજી.
(મારફત)
૧ રા. રા. લછીરામ અવચળજી
૧ રા. રા. લછીરામ હેમાજી.
૧ રા. રા. રાયચંદ પૂનમચંદ.
૧ રા. રા. હીંમતરામ ધનજી.
૧ રા. રા. ગોપાળજી જગમાલજી
૧ રા. રા. જીવાજી ભગવાનજી.
૧ રા. રા. અંબારાંમ અરજણ
૧ રા. રા. લાલુ ગણેશજી.
૧ રા. રા. રણછોડલાલ વેલાજી
૧ રા. રા. જીવાજી રૂપાજી.
૧ રા. રા. બેહેચરજી રામાજી.
૧ રા. રા. આઇદાન તારાજી.
૧ રા. રા. ગણપતલાલ નથુદાસ.
૫ રા. રા. કેશવલાલ દુરગાશંકર
માસ્તર (મારફત)
૧ રા. રા. મોહનલાલ હીરાલાલ.
૨ રા. રા. ચુનીલાલ છગનચંદ.
૧ રા. રા. ઉત્તમચંદ નહાનુચંદ.
૧ રા. રા. છોટાલાલ ભૂધરદાસ.
૧ રા. રા. કાળીદાસ નાગરદાસ.
૧ રા. રા. હરગોવિંદદાસ ત્રભોવન.
૧ રા. રા. લિલુશંકર ગંગાશંકર.
૧ રા. રા. ડાહ્યાલાલ વીરચંદ.
રા. રા. ગણપતલાલ નથુદાસ.
(મારફતે)
૧ રા. રા. નથ્થુ અંબારામ.
૧ રા. રા. મગનલાલ દલસુખરામ.

૧ રા. રા. ગોપાળદાસ વલ્લભરામ
૧ રા. રા. કમાલાલ મોતીલાલ
૧ રા. રા. કેશવલાલ અમીચંદ
૧ રા. રા. ન્હાનચંદ ઉમદરામ.
૧ રા. રા. લ્હેરચંદ કસ્તુરચંદ.
૧ રા. રા. ચુનીલાલ માધુ.
૧ રા. રા. મોહનલાલ પીતાંબરદાસ
૧ રા. રા. મોહનલાલ જીવરામ.
૧ રા. રા. રૂગનાથ હકમદાસ.
૧ રા. રા. ભાઇશંકર કેશવરામ.
વ્યાપારી (મારફત)
૧ રા. રા. મણીલાલ નહાલચંદ.
૧ રા. રા. હઠીસંગ પરસોતમદાસ.
૧ રા. રા. દલપતચંદ ડાહ્યાચંદ.
૧ રા રા. ડાહ્યાલાલ પીતાંબર.
૧ રા. રા પૂનમચંદ નગીનદાસ.
(ગુ. ત. કેશિયર)
૧ રા. રા. લલુભાઇ, જયેષ્ટારામ.
૧ રા. રા. વેણીશંકર દેવશંકર.
૧ રા. રા. લીલાશંકર મોહનલાલ
૧ રા. રા. છોટાલાલ ગોપાલજી
૫ રા. રા. મણીલાલ લલુભાઇ લો-
ટેશ્વર (મારફત) ગ્રા. શા. મે.
૧ રા. રા. નાથાચંદ દોલાચંદ.
૧ રા. રા. રતનચંદ હીરાચંદ.
૧ રા. રા. બબાલાલ ઉજમદાસ.
૧ રા. રા. મોહનલાલ પુનમચંદ.
૧ રા. રા. મણીલાલ, નહાલચંદ.

૧ વિદ્યારથી મણીલાલ ચુનીલાલ (મારફત ધોરણ ૪ થું.
૨ વિદ્યાર્થી મણીલાલ ઉત્તમચંદ.
૧ શાહ લક્ષ્મીચંદ મોતીચંદ.
૧ વિ. કચરા ઝવેર.
૧ રા. રા. હીરાલાલ ચુનીલાલ સરાફ.
૧ વિ. મણીલાલ, ડાહ્યાચંદ.
૧ વિ૦ પુનમચંદ કરમચદ.
૨ વિ૦ પમાનંદ હરીવલભ.
૨ કારીગર કરશન નારણ.
૧ વિ૦ ભોગીલાલ રામશંકર.
૧ રા. રા. અમથાલાલ રામશંકર.
૧ રા. રા. માધવલાલ હરીચંદ.
૧ રા. રા. હરીલાલ ચુનીલાલ.
૧ રા. રા. અમથાલાલ નથ્થુભાઇ.
૧ રા. રા. સામળરામ બાપુજી.
૧ વિ૦ અમૃતલાલ રણછોડ (મારફત )
૧ રા. રા. મોહન ઇજતરામ મીસ્ત્રી.
૧ રા. રા. હરગોવન હેમચંદ.
૧ રા. રા. વિઠલ ઉમીયાશંકર.
૧ રા. રા. મોહનલાલ ત્રભોવનદાસ મીસ્ત્રી.
૨ વિ૦ ચુનીલાલ કેશવલાલ પરિખ.
૧ રા. રા. ત્રભોવન ગોપાળ.
૧ વિ મફતલાલ લલુચંદ.
૧ શાહ. જેસંગલાલ લહેરચંદ.
૧ વિ. ઝુમખા મગનલાલ.
૧ રા. રા. જમનાલાલ ફાશીરામ.
૧ રા. રા. જોઇતારામ જીવરામ.
૧ રા. રા. માનચંદ ન્હાનુ.
૧ રા. રા. લાલદાસ દયાળજી.
૧ વિ૦ જમનાલાલ હીરાલાલ.
૧ વિ૦ મોહનલાલ ખુંમાજી.
૧ રા. રા. રામચદ નાગર.
૧ રા. રા. ભવાન ત્રીકમ.
૧ રા. રા પરસોતમદાસ.
૧ રા. રા. વરવાજી માધુજી
૩ રા. રા. દરબાર, વાઘેલા સરદાર અનજી.
૧ રા. રા. હેમચંદ નગીનચંદ.
૩ રા. રા. અમથાલાલ કેદારસંગ બારોટ.
૨ રા. રા. વાડીલાલ છગનચંદ.
૨ રા. રા. કેશવલાલ કારીદાસ.
૧ રા. રા. જગજીવનદાસ ગોપાળદાસ
૨ વિદ્યાર્થિ મોહનલાલ હીમતલાલ.

( વિજ્ઞપ્તિ ) કેટલાક મહેરબાનો !! નાં મુબારક નામ પાછળથી આવવાથી. છાપવાનું કાંમ શરૂથવાથી તેમનાં નામ નોંધાયાં નથી જેથી માફ કરશોજી.

લી. કર્ત્તા.